# દશનામ

⊖ સરક્યુલર


વર્ષ : ૦૩

●

અંક : ૩૫
વિશેષાંક : ૦૬

●

જુન ૨૦૨૫

●



તંત્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
મો. 9898 550 833

●

E-mail
dashnamcircular@gmail.com

●



પ્રકાશન અને સંકલન
**લલિતપુરી આર. ગોસ્વામી**
જામજોધપુર / સુરત.

●

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.

●

પ્રાપ્તિ સ્થાન


 **વોટ્સએપ** ગ્રુપ JOIN

 **ટેલિગ્રામ** ચેનલ JOIN

 **ગુગલ** ડ્રાઈવ CLICK

 INTERNET Archive ગુજરાતી **ઓડિયો** સાથે. CLICK

## તંત્રીલેખ...

# સત્યતાની શક્તિ...

* મનુષ્યનું અંદર અને બહારથી એક હોવું એટલે કે કથની અને કરણી સમાન હોવી એનું નામ સત્યતા.
* જે ચીજ જેવી છે એવી એને જાણવી અને માનવી એટલે સત્યતા.
* પાપની શરૂઆત જૂઠાણાંથી થાય છે આથી દરેક પ્રકારના પાપથી બચવા માટે સત્યતાને ધારણ કરવી આવશ્યક છે.
* આજે વિજ્ઞાન અનેક વૈજ્ઞાનિક સત્યો બહાર લાવી રહ્યું છે પરંતુ દુનિયાના ભલા માટે સૌથી વધુ જરૂરી છે એ છે આધ્યાત્મિક સત્યોને ઉજાગર કરવાની.
* સત્ય પ્રગટ કરવા માટે હિંમતની પણ આવશ્યકતા છે. આપણે જે સત્ય જાણીએ છીએ એને આવશ્યકતા અનુસાર સભ્યતા-પૂર્વક જાહેર કરવા માટે હિંમત કેળવવી.
* સત્યનિષ્ઠ વ્યક્તિને સમાજમાં સન્માનનીય સ્થાન પ્રાપ્ત થાય છે. સૌનો આદર અને વિશ્વાસ સંપાદન કરી શકાય છે.
* હંમેશા સાચું જ બોલવાથી શું બોલ્યા તે યાદ રાખવું પડતું નથી.
* સત્યની નાવ હાલક-ડોલક થાય પણ કદી ડૂબતી નથી.
* અંતિમ વિજય સત્યતાની શક્તિનો જ થાય છે.

- લલિતપુરી આર. ગોસ્વામી

## ... અનુક્રમણિકા ...




# દશનામ
સરક્યુલર

### શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરત

# યશસ્વી ગાથા વિશેષાંક - ૨

ૐ નમો નારાયણ,

દશનામ પરિવારજનો તેમજ વાચક મિત્રો,

આપ સૌને જણાવતા આનંદ થાય છે કે દશનામ ગોસ્વામી સમાજના પ્રસિદ્ધ ઈ-મેગેઝિન **''દશનામ સરક્યુલર''** દ્વારા શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતના પાયાના પથ્થર સમાન નિ:સ્વાર્થ ભાવે સમાજ સેવા કરતા સક્રિય કાર્યકરો તેમજ સભ્યોનો જીવન પરિચય આપતો વિશેષાંક **''યશસ્વી ગાથા વિશેષાંક–૧''** પ્રકાશિત થઈ ગયો છે. આ વિશેષાંકને આપ સૌના તરફથી ખૂબજ આવકાર મળ્યો છે, તે બદલ આપ સૌ વાચક મિત્રો તેમજ જ્ઞાતિજનોનો ખૂબ ખૂબ ધન્યવાદ. આ વિશેષાંક માટે માહિતી એકત્ર કરવા માટે સહયોગ બદલ શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતનો વિશેષ આભાર. આ વિશેષાંક વિશે આપના અભિપ્રાય જરૂર મોકલશો. **''યશસ્વી ગાથા વિશેષાંક–૨''** સમયાંતરે પ્રકાશિત થશે.

આપણાં ગોસ્વામી સમાજના **સમાજ સેવકો, કથાકાર, ડૉક્ટર, શિક્ષક, ભજનિક, મહિલા મંડળ, ખેલાડીઓ, સંતો–મહંતો, ચેતન સમાધિઓ, શૂરવીરો, કલાકારો, વગેરે મહાનુભાવોના જીવન પરિચય** સહિતના વિવિધ સાહિત્યિક વિશેષાંકો બનાવવામાં આવી રહ્યા છે. આપ કોઈપણ ક્ષેત્રમાં વૈવિધ્ય સભર કાર્ય કરતા હોવ તો સંપર્ક કરવા વિનંતી.

**''દશનામ સરક્યુલર'' ઈ–મેગેઝિનનું કોઈ લવાજમ કે ફી લેવામાં આવતી નથી, તદ્દન નિ:શૂલ્ક ઓનલાઈન પ્રકાશિત કરવામાં આવે છે.**

**''યશસ્વી ગાથા વિશેષાંક''માં આપના દ્વારા ધંધાકીય શુભેચ્છા, વડીલોને શ્રધ્ધાંજલિ, ફેમિલી ફોટાઓ, સંસ્થાકીય, મંડળ કે આશ્રમ દ્વારા શુભેચ્છા સંદેશ મોકલી આ સેવાકાર્યમાં આપનો સહયોગ પ્રદાન કરી શકો છો... શુભેચ્છા સંદેશ માટે તંત્રીશ્રી/સહતંત્રીશ્રીનો સંપર્ક કરો.**

**ૐ નમો નારાયણ.**

તંત્રીશ્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
(M.: 98985 50833)

સહતંત્રીશ્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી** ''સારથિ''
(M.: 99878 22505)

e-mail : dashnamcircular@gmail.com

**કૃષ્ણાયણ**



# મહાભારતનું સૌથી વધુ સંતાપ પામેલું પાત્ર દ્રૌપદી...!



- રમેશપુરી યુ. ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)

**અધ્યાય: ૩**

અંધના તો અંધ જ હોય.... આ વાક્યથી મહાભારત યુદ્ધનાં મંડાણ થયાં હતાં? રોકડો જવાબ છે, ના. પાંડવ મહેલમાં દુર્યોધન અમસ્તો જ ગયો હતો, ત્યારે પાંડવોની જાહોજલાલી હતી. જમીન પર પાણી અને જાજમ વચ્ચેની ભેદરેખા પરખી શક્યો નહીં અને ગડથોલિયું ખાઇ ગયો. અટારીએથી ભાભી ખડખડ હસે છેઃ-

અંધના તો અંધ જ હોય....!

બેશક, આ અપમાન જનક વાક્ય હતું, પણ ન ભૂલો કે એક ભાભીએ દિયરને કહ્યું હતું. દિયર - ભોજાઈ વચ્ચે ઠઠ્ઠા-મશ્કરી હમેશાંથી થતી આવી છે. ભાભી માતા સમાન હોય. મશ્કરી કરી હતી. જવાબમાં દુર્યોધન પણ મશ્કરી કરી શક્યો હોત, કે હું તો અંધનો છું, પણ આપ તો પાંચ પતિની પત્નિ છે...!

પાંચ પતિની પત્નિ... ગાળ-આળ હોવા છતાં દ્રોપદી માટે આ કડવું સત્ય હતું. દુર્યોધન માટે અંધના હોવાનું ગાળ કે આળ કક્ષાનું તો નહોતું જ. ગંધાર ( આજનું કંધાર) નરેશની પુત્રી ગાંધારીનો પુત્ર હતો એ. શકુનીનું પોતાનું રાજ હતું, એ છોડીને બહેન-ભાણેજો પાસે રહેવાનું પસંદ કર્યું હતું.

દુર્યોધન કડવાં, તીખાં વેણ કહી શક્યો હોત. હિસાબ બરાબર.

દ્રોપદી સ્વયંવર યોજાયો, એમાં દુર્યોધનને નાના ભાઈ દુઃશાસનને મોકલ્યો હતો. એ જાણવા માંગતો હતો કે કેવી રીતે થાય છે. દુઃશાસન પણ શ્રેષ્ઠ ભ્રાતાની જેમ અભિમાની હતો. એની કારી ફાવી નહીં. અનેક રાજાઓ આવ્યા હતા. પાંડવનો ગુપ્તવાસ ચાલતો હતો. સમાચાર મળતાં એ પણ આવ્યા. કેટલાય બળવાન યોદ્ધાઓએ નસીબ અજમાવ્યું હતું. કૃષ્ણ જાણતા હતા પાંડવો આવશે. માછલીની આંખ પાણીમાં પડતા પ્રતિબીંબ પર જોઇને વિંધવાની હતી, ત્રાજવાંમાં પગ રાખીને. ગજબ કૌતુક સર્જાયું હતું. ઘણાં હાસ્યાસ્પદ સ્થિતિમાં મુકાયા હતા, એમાં સૌથી વધુ અપમાન કર્ણનું થયું હતું. જયારે એ ઉભો થયો ત્યારે દ્રોપદી ભાઇ ધૃષ્ટદ્યુમ્ન પાસે ઉભી હતી. કર્ણને સ્થળ તરફ જતો જોઇને એ મોટેથી બોલી હતી:-

" મારે સુતને નથી પરણવું..."

સુતપૂત્ર નહીં, સુત શબ્દ વાપર્યો.

તેણે બહેનની વાતનું અનુસંધાન સાધ્યું.:-

"મારી બહેન સુત સાથે લગ્ન કરવા નથી માંગતી, માટે તસ્દી લેતા નહીં.."

કર્ણનું માથું શરમથી ઝુકી ગયું હતું. મનોમન કહ્યું:-

આ અપમાનનો બદલો લઈશ.

અર્જુન યુવા બ્રાહ્મણનું રુપ ધારણ કરીને આવ્યો હતો. બ્રાહ્મણને સ્વયંવરમાં ભાગ લેવા દેવો જોઈએ? ધૃષ્ટદ્યુમ્ન મૂંઝાયો. અહીં કૃષ્ણએ એક ચાલાકી કરી. કંઇક વસ્તુ નીચે ફેંકી. તેને ઉઠાવવા ધૃષ્ટદ્યુમ્ન નીચે ઝૂક્યો. તેને સંમતિ સમજીને અર્જુન આગળ વધ્યો. અન્ય રાજાઓ, યોદ્ધાઓ જેટલી જહેમત તેણે નહોતી ઉઠાવી. ત્રણ વખત પ્રદક્ષિણા કરી, સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને ધ્યાન કેન્દ્રિત કર્યું. પાંચ તક આપવી એવો નિયમ હતો. પણછ ચડાવીને માછલીની આંખ વીંધી નાખી. માછલી નીચે પડી.

સ્વયંવર જોવા એકઠા થયેલા ટોળામાં ઉભેલા બ્રાહ્મણોએ હર્ષનો જયઘોષ કર્યો. આ વાત ક્ષત્રિયોને ગમી નહીં. વિરોધ થયો. એક ક્ષત્રિયાણી વિપ્રને કેવી રીતે વરી શકે? જોકે સંમતિ થી જ તેણે માછલીની આંખ વીંધી હતી. શરત મૂજબ એ વિજેતા હતો. બ્રાહ્મણની હત્યા પણ કેમ કરવી? ક્ષત્રિયો મૂંઝાયા. ધૃષ્ટદ્યુમ્નને જ મારી નાખીએ... એવા પોકારો વચ્ચે ઉગ્ર ક્ષત્રિયોનું ટોળું ધૃષ્ટદ્યુમ્ન તરફ આગળ વધ્યું. તેને રોકવા અર્જુન,

સહદેવ, નકુલ ઉભા થઈ ગયા. ભીમે એક વૃક્ષને મૂળ સોતું ઉખાડીને ધમમસતા ટોળા પર ફેંક્યું. કૃષ્ણ યાદવોની ટૂકડી સાથે લાવ્યા હતા, એ પણ આગળ આવ્યા. પરિસ્થિતિ કાબૂમાં કરી.

દ્રોપદીએ વરમાળા અર્જુનને પહેરાવી. પાંચેય ભાઈઓ ઘેર આવ્યા. બ્રાહ્મણના વેશમાં ભિક્ષા માંગવા ગયેલા પાંચેય પુત્રોને પરત આવ્યા જોઈને કુંતીએ કહ્યું:-

જે લાવ્યા છો, એ અંદરો અંદર વહેંચી લો...!

અને દ્રોપદી પાંચ પત્ની વાળી બની ગઈ. આ જ નિયતિ હતી. આ જ પ્રારબ્ધ હતું. એક વાક્ય અને દ્રોપદીનું ભવિષ્ય નક્કી થઈ ગયું હતું.



અંધના તો અંધ જ હોય એ વાક્ય પહેલાં મહાભારતના મંડાણ થઈ ગયાં હતાં, આ વાક્યએ થોડોક ભડકો કર્યો હતો, એમ કહી શકાય.

દ્રોપદી સાથે હમેશાં છળ-કપટ રમવામાં આવ્યું. દ્રુપદ રાજાની પુત્રી, પાંચાળ પંથકમાં ઉછરી એટલે પાંચાલી કહેવાઈ. આમ એ ગુજરાતણ હતી. જ્યાં મત્સ્યવેધન સ્વયંવર યોજાયો, ત્યાં આજે તરણેતરનો મેળો ભરાય છે. સ્વયંવરમાં તો અર્જુનને વરી હતી, પણ સાસુ કુંતાનું વેણ પાળવા પાંચેય ભાઈઓની પત્ની બનીને રહી. આજથી સવા પાંચ હજાર વર્ષ પહેલાં, બીજા પુરુષનો વિચાર માત્ર પાપ ગણાય, ત્યારે આ સ્ત્રી પાંચ, પાંચ પુરુષોની પત્ની બની. શ્યામા - કૃષ્ણા પણ કહેવાઈ. પાંચ, પાંચ શ્રેષ્ઠ યોદ્ધાઓની પત્ની હોવા છતાં વારે વારે અપમાન સહન કરવું પડ્યું. ભરી સભામાં પાંડવોએ દાવ પર લગાડી દીધી ત્યારે અર્જુનનું ગાંડીવ મૌન હતું. ભીમની ગદા શાંત પડી ગઈ હતી. કૃષ્ણ આવ્યા હતા ચિર પૂરવા. ગુપ્તવેશમાં રહ્યા ત્યારે વિરાટ રાજાના સાળા કિચકએ પણ કુદ્રષ્ટી કરી. એને પતાવીને ભીમે લખ્યું હતું:-

કાંયા કિચકને કોણ માર્યો, મેં માર્યો મેં માર્યો...!

આ સમય દરમિયાન, શ્રેષ્ઠ બાણાવળી અર્જુન સ્ત્રેણનું પાત્ર ભજવી રહ્યો હતો. ધર્મરાજાનું બિરૂદ મેળવનાર રાજા યુધિષ્ઠિર પણ કંઈ કરી શકવા અસમર્થ હતા. સાથે ત્રિકાળ જ્ઞાની સહદેવ હતો, દરેક વાત અગાઉથી જાણી શકાય.

પાંચ ગુણો વાળા ઈચ્છિત વરની શિવ આરાધનાના ફળ સ્વરૂપે પાંચ પતિ મળ્યા. યુધિષ્ઠિરમાં ધર્મ, અસંખ્ય હાથીઓના બળ માટે ભીમ, પરાક્રમ માટે અર્જુન, અતિશય સ્વરૂપમાન નકુલ અને પ્રણયમાં કામદેવને પણ શરામવે એવા સહદેવ... પાંચેયથી એક એક પુત્ર થયો. યુદ્ધમાં બધાનું મરણ થયું.

અર્જુન-સુભદ્રાનો પૌત્ર પરીક્ષિત, જે એકમાત્ર પાંડવ હતો, જે જીવીત રહ્યો.

મહાભારતનું સૌથી વધુ સંતાપ પામેલું પાત્ર:- દ્રોપદી.

કુંતીનું એક વાક્ય પાળવા પાંચેય ભાઈઓની પત્ની બનીને રહી. પૂર્વભવમાં એ નળ - દમયંતીની પુત્રી હતી. પાંચ વરની લાલસાએ અલગ અલગ ગુણ વાળા પાંચ પુરુષોની કામના કરી હતી. ઈચ્છિત વર પામવા શિવને પ્રસન્ન કરવા તપ કર્યું હતું. શિવજીએ પાંચ વખત તથાસ્તુ કહ્યું હતું. એનું ફળ આ જન્મે મળ્યું હતું.



કૃષ્ણએ પાંચ પતિ સાથે લગ્નની જવાબદારી નિર્ધારિત કરી. સમય અવધિ પ્રમાણે જે તે પતિ સાથે રહેવું. એ દરમિયાન અન્ય કોઈ પતિ શયનકક્ષમાં આવી જાય તો એક વર્ષ વનમાં જઇને તપસ્યા કરવી. એવા એવા નિયમો બનાવ્યા. દરેક પતિથી એક એક પુત્ર થયો. યુધિષ્ઠીરથી પ્રતિવિંધ્ય, ભીમ પુત્ર સુતસોમા, અર્જુનનો પુત્ર શ્રુતકર્મા, નકુલનો શતાનિક અને સહદેવથી શ્રુતસેન. આ પાંચેય પુત્રો બળવાન અને મહાન યોદ્ધાઓ હતા, પણ એમનાં પિતાજીઓના વિરાટ કદ નીચે એમની પ્રતિભા દબાઈ ગઈ. પાંડવોની રાજકિય તાકાત દ્રુપદ રાજા સાથે સંબંધ જોડાતાં વધી ગઈ હતી. દ્રોપદીનું નાનપણનું નામ યાજ્ઞસેની હતું. શ્યામલ હતી, પણ છતાં અતિ સ્વરૂપમાન હતી. જન્મ વખતે આકાશવાણી થઈ હતી:-

આ અદ્રિતીય સૌંદર્યા ભવિષ્યમાં કૌરવોની હારનું કારણ બનશે....!

યાજ્ઞસેની- દ્રોપદી નાનપણમાં સખી નિતંબિની દ્વારા કૃષ્ણની વાતો સાંભળીને મોટી થઈ હતી. એના મનમાં કૃષ્ણ જગતના શ્રેષ્ઠ પુરુષ હતા. આગળ જતાં બંને વચ્ચે નિર્ભેળ મૈત્રી પાંગરી હતી. દ્રોપદી અત્યંત સ્વરૂપમાન હોવા છતાં, કૃષ્ણએ સ્વંયવરમાં ભાગ લીધો નહોતો. અર્જુન માટે મોકળો માર્ગ કર્યો હતો. એ કૃષ્ણને સખા કહીને જ સંબોધન કરતી. શિશુપાલ વધ વખતે કૃષ્ણની આંગળીમાં લોહીનું ટીપું જોઇને ભરી સભામાં દ્રોપદી દોડીને સાડી ફાડીને પાટો બાંધ્યો હતો. કૃષ્ણએ આ ઋણ ચીરહરણ વખતે ઉતાર્યું. ચીરહરણ વખતે દ્રોપદી રજસ્વલા હતી. માથાના વાળ ખુલ્લા હતા. ભારતવર્ષના મહાન રાજવી પરિવારની કુળવધુનું એજ પરિવાર વસ્ત્ર હરણ કરી રહ્યો હતો. જુગટુ રમતાં સર્વસ્વ હારી ગયેલા પાંડવોએ દ્રોપદીને દાવ પર લગાડી દીધી હતી. કોઈએ રોક્યા નહીં.! ધર્મરાજા પણ મૌન ધારણ કરીને બેઠા હતા. ગુરુઓ, મોટા મોટા મંત્રીઓ, ભીષ્મ પિતામહ.... બધાની

નજર નીચી હતી. સતા આગળ શાણપણ નકામું.! ગાંધારી કે ધૃતરાષ્ટ્ર પણ ક્યાં વારી શક્યા પુત્રને? ને ભીષ્મ પિતામહ પણ વડીલ તરીકે ઠપકો આપી શક્યા હોત.

રજસ્વલા સ્ત્રીની ચીસોથી ભવ્ય મહાલય ગૂંજી ઉઠ્યો હતો. ભીમનું લોહી ઉકળ્યું હતું. તેણે પ્રતિજ્ઞા લીધી હતી કે દુઃશાસનની છાતી ચીરીને લોહી પીશ. દ્રોપદીએ પણ પ્રતિજ્ઞા લીધી કે દુઃશાસનનાં રક્તમાં વાળ ધોઈશ, ત્યાં સુધી માથું ખુલ્લું રાખીશ. દ્રોપદી પાંચ પતિ વાળી હતી, છતાં સતિ હતી. ધખધખતા અંગારાઓ પર ચાલતી. એક પુરુષ સાથે હોય, ત્યારે બીજાનો વિચાર માત્ર કરતી નહીં.

આ ઘટના બાદ બંને પરિવાર વચ્ચે વૈમનસ્ય તીવ્રતાથી વધ્યું. પણ પાંડવોએ કૌરવોની સ્ત્રીઓ પર આંખ ઉંચી કરીને જોયુ નહોતું. પાંડવ ઈચ્છે તો કૌરવોની સ્ત્રીઓની છેડતી કરી શકે. પણ એમણે પાપ કરવાનું ટાળ્યું. આ જ કારણ હતું કે કૃષ્ણ પાંડવ પક્ષે હતા. પાંડવોએ કોઈ ષડ્યંત્ર રચ્યું નહોતું. બુદ્ધિશાળી હતા, કંઈક એવું કરી શકવા સક્ષમ હતા, જેની જાળમાં કૌરવો સપડાઈ જાય. પણ એવું કંઈ કર્યું નહોતું. આવી ફિતરત તો કૌરવોની હતી, પણ બધા કૌરવો સાવ એવા નહોતા. દુઃશાસન, સહિતનાં થોડા ભાઇઓ દુર્યોધન જેવા હતા, બાકીના મોટાભાગના ભાઇઓ ધર્મને વરેલા હતા. પણ મને - કમને જ્યેષ્ઠ ભ્રાતાને સાથ આપવો પડ્યો હતો.

કૃષ્ણ - દ્રોપદીની દોસ્તી અનન્ય હતી. ભક્તિ કક્ષાની મિત્રતા હતી.

**શબ્દ બાણ :**

દ્રોપદી શબ્દનો અર્થ થાય છે પ્રજ્વલિત, જે સતત પ્રજ્વલિત રહી, બળતી રહી જીવન પર્યંત..

કેરિયર
ઈન્ફો...





# ઈન્ટિરિયર ડિઝાઈનર
## બનવા માટે શું કરવું?

**તમે જો કંઇક ક્રિએટિવ અને નવીન કરવા ઇચ્છતા હો અને તમારામાં કંઇક અનોખું કરી બતાવવાની આવડત હોય તો ઇન્ટિરિયર ડિઝાઇનિંગનું ક્ષેત્ર તમારા માટે શ્રેષ્ઠ છે. જો તમને નાનપણથી કંઇક અવનવું કરવાનું ગમતું હોય અને કલ્પનાશક્તિ ધરાવતા હો તો તમારા માટે ઇન્ટિરિયર ડિઝાઇનિંગનું કામ સરળ પણ બની રહેશે, કેમ કે ઘરની દીવાલ પર કબાટ કેવો લાગશે, તેની કલ્પના તમે પહેલાંથી કરી અને એ મુજબ કબાટનું ડિઝાઇનિંગ કરી શકશો.**

**કલરની સમજણ, જગ્યાનો ઉપયોગ :**

આની સાથોસાથ તમારામાં કલર કોમ્બિનેશન કેવું હોય તેની સમજણ હશે તો તો ક્યા બાત હૈ! કોઇ પણ સારી ડિઝાઇનમાં કલરનું ખૂબ મહત્ત્વ હોય છે. તે સાથે દીવાલ અને રૂમની સાઇઝ પ્રમાણે કેવડો કબાટ બનાવવાનું સારું રહેશે તે પણ ઇન્ટિરિયર ડિઝાઇનરને ખ્યાલ હોવો જોઇએ. આનું મુખ્ય કારણ એ છે કે જેટલી જગ્યા હોય તેનો પૂરેપૂરો ઉપયોગ કરી શકાય. ઘરના દરેક ખૂણાનો યોગ્ય રીતે ઉપયોગ થવા સાથે જગ્યા પણ યુટિલાઇઝ કરી આપવાનું કામ ઇન્ટિરિયર ડિઝાઇનરનું છે.

10x10નો રૂમ હોય તો તેમાં પલંગ, કબાટ અને ડ્રેસિંગ ટેબલ સમાઇ જવાં જોઇએ અને એ પછી પણ રૂમમાં સહેલાઇથી ચાલવા માટે પૂરતી જગ્યા રહેવી

જોઈએ. આ જોવાનું કામ ઇન્ટિરિયર ડિઝાઇનરનું છે.

## કોર્સ ક્યારે અને ક્યાં કરી શકાય?

ઇન્ટિરિયર ડિઝાઇનિંગનો કોર્સ ધોરણ 12 પાસ કર્યા પછી કરી શકાય છે. આ કોર્સ સરકારી કોલેજ અને પ્રાઈવેટ કોલેજોમાં પણ ચાલતો હોય છે. કેટલીક પ્રાઈવેટ કોલેજોમાં પાર્ટટાઈમમા પણ આવા કોર્સ ચાલતા હોય છે.

જો તમે ઇચ્છો તો દિવસના બે-ત્રણ કલાકનો સમય ફાળવીને કરી શકો છો. ઇન્ટિરિયર ડિઝાઇનિંગનો ડિપ્લોમા કોર્સ ત્રણ વર્ષનો અને ડિગ્રી કોર્સ પાંચ વર્ષનો હોય છે. જોકે ઘણી પ્રાઇવેટ કોલેજમાં એક વર્ષનો બેઝિક કોર્સ પણ ચાલતો હોય છે.

અમદાવાદમાં નેશનલ સ્કૂલ ઓફ ડિઝાઇન (NID), એમ. એસ. યુનિવર્સિટી, વડોદરા, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ, નર્મદ યુનિવર્સિટી, સુરત, સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર જેવી સરકારી કોલેજોમાં અને તે ઉપરાંત, પ્રાઇવેટ કોલેજો જેવી કે, NIFDમાં પણ કોર્સ ચાલે છે.

દરેક વિદ્યાર્થી પોતાની અનુકૂળતા અનુસાર અભ્યાસની સંસ્થા પસંદ કરી શકે છે.

## સોફ્ટવેરની જાણકારી જરૂરી છે

ટેક્નોલોજીના જમાનામાં હાથથી નકશા દોરવાનું સ્થાન કોમ્પ્યૂટરે લઇ લીધું છે. આ ઈન્ટિરિયર ડિઝાઇનિંગના કોર્સ સાથે 'autocad', 'ravit' જેવાં સોફ્ટવેરનું જ્ઞાન જરૂરી છે. તેમાં તમે 2D ડ્રોઇંગ કરી શકશો. રૂમ ડિઝાઇનિંગ થયા પછી કેવો લાગશે એ જોવા માટે 3D ના સોફ્ટવેર્સ જેવાં કે, 'sketchup', '3D max'ની મદદથી ઈમેજ તૈયાર કરી શકો છો, જેનાથી કસ્ટમરને સમજાવવામાં સરળતા રહેશે.

## વર્તમાન અને ભવિષ્ય ઉજ્જવળ છે

આજકાલ નાનો ફ્લેટ હોય, વિશાળ બંગલો હોય, નાની એવી દુકાન હોય કે પછી મોટી કોર્પોરેટ ઓફિસ - દરેકને સજાવવા માટે ડિઝાઇનર ખૂબ જરૂરી છે, મોટી કન્સ્ટ્રક્શન કંપનીઓમાં અનેક ડિઝાઇનરો માટે નોકરીઓ ઉપલબ્ધ છે. આમાં સૌથી મોટો ફાયદો એ છે કે કોઇ સારી કોર્પોરેટ કંપનીમાં બે-ચાર વર્ષ ઇન્ટિરિયર ડિઝાઇનરની કામગીરીના અનુભવ પછી તમારી યોગ્યતા પ્રમાણે કોઇ પ્રકારના વધારાના રોકાણ વગર માત્ર એક કોમ્પ્યૂટરની મદદથી ઘરેબેઠાં ઇન્ટિરિયર ડિઝાઇનિંગનો વ્યવસાય કરી શકો છો.

## કમાણીના એકથી વધુ વિકલ્પ

ઇન્ટિરિયરના ક્ષેત્રમાં તમે ડ્રોઇંગ અને સાઇટ વિઝિટથી કન્સલ્ટિંગ કરી શકો. તે ઉપરાંત, ટર્ન કી પ્રોજેક્ટ રાખી અને મટિરિયલ સાથે કામ કરીને તમારા ક્લાયન્ટને 'રેડી ટુ મૂવ હોમ' તૈયાર કરી આપી શકાય. ફ્રીલાન્સર તરીકે બીજા ડિઝાઈનર માટે નકશા અને 3D ઈમેજ બનાવી આપીને કમાણી કરી શકાય. લેન્ડસ્કેપ ડિઝાઈનરનો કોર્સ કરીને એમાં પણ કરિયર બનાવી શકો છો. લેન્ડસ્કેપ ડિઝાઇનિંગમાં બાગ-બગીચા, પાર્ટી પ્લોટ્સ, ફાર્મ હાઉસ જેવી જગ્યાઓના ગ્રીનરી એરિયાનું ડિઝાઇનિંગ કરવાનું રહે છે.

જીવન
મંત્ર...



# જીંદગી જીવવાની કળા...

ચેતના ગોસ્વામી ઉર્ફે ઊર્જા
સુરત



જિંદગી એકદમ સુખ આનંદમાં પસાર થતી કોને ન ગમે? બધા જ માણસો સુખની ચાવી મેળવવા દોટ મૂકી રહ્યા છે. કેટલા માણસો સુખી છે? દુનિયામાં અનેક પ્રકારના માણસો જોવા મળશે કોઈ ગરીબ કોઈ ધનિક સખત મહેનત કરવા છતાંય પેટ પૂરતું ખાવા નથી મળતું, કોઈને માંદગીનો પીછો નથી છોડતી, કોઈને વારસામાં દીકરો કે દીકરી નથી, કોઈ ધનિક હોવા છતાં દીકરા કહ્યામાં નથી, સંસ્કારી નથી, સાસુ વહુના ઝઘડા, સારૂ ભણવા છતાંય સંતોષકારક નોકરી ન મળે આમ, જાત જાતના દુ:ખોથી માણસ ઘેરાયેલો છે.

તો સુખેથી કોણ જીવે છે? શુ જિંદગીમાં સુખ નહીં મળે? ના, એવું નથી તમારે સુખેથી જીવવું હોય તો કોઈ રોકી ન શકે, પણ મોટાભાગના દુ:ખો તો માણસ જાતે જ ઊભા કરે છે અને દુ:ખી થાય છે. જો તમારે સુખી થવું છે, જિંદગી જીવવાની ચાવી શીખવી જ પડશે.

જિંદગી જીવવા માટે પોતાના લક્ષ્ય હોવું જોઈએ, ગમે તેટલું દુ:ખ આવે તો પણ હું ગભરાઈશ નહીં. જાતે મનથી ખુશ અને આનંદમાં રહીશ, કોઈ મને બોલાવે કે ન બોલાવે હું જાતે ખુશ રહીશ. કોઈ મને સહારો આપે કે ન આપે હું જાતે ઉભો થઈશ.

જિંદગી સારી રીતે આપણે જીવવી છે. તો




શા માટે બીજાના પર આશા રાખવી જોઈએ. એકલા આવ્યા છે, તો એકલા જવાના માટે જરાય ચિંતા કર્યા વગર મનથી ખુશ રહેતા શીખો, દાખલા તરીકે છોકરો ભણ્યો નથી. તો તેની ચિંતા કરશો તો શું તે ભણી જશે? ના... નહીં. માટે ચિંતા ચિતા સમાન છે. માટે ધ્યેય નક્કી કરો. હું મારું કામ જાતે કરીશ, કોઈની આશા કરીશ નહીં, પોતાની જાત પર આત્મવિશ્વાસ કેળવો. પોતાની જાતને ક્યારેય નીચી માનશો નહીં. હંમેશા પ્રયત્નશીલ રહો અને પોતાની પર વિશ્વાસ મૂકો. જરૂરથી સફળતા મળશે.

જીવનમાં હંમેશા હકારાત્મક વલણ અપનાવો, ક્યારેય નિરાશ થશો નહીં. ઈશ્વર પર અતુટ શ્રધ્ધા રાખો. આ દુનિયાના કર્તા-હર્તા ઈશ્વર છે. ઈશ્વર તમારી જિંદગી સારી રીતે પસાર થાય એવી ઘટના રચે છે, તો દુઃખ કેમ ! હંમેશા જીવનમાં હસતા રહો તમારી સાથે સંકળાયેલા દરેક વ્યક્તિ સાથે મીઠાશ ભર્યું વર્તન કરો. ગુસ્સો ક્યારેય કરો નહીં. નકારાત્મક વિચાર ક્યારેય ન કરવા. બીજાની ભૂલ કે અપરાધ માફ કરતા શીખો. માણસ માત્ર ભૂલને પાત્ર. દરેકને મદદરૂપ થાવ. તે મદદ કરે કે ના કરે આપણું કર્મ નિષ્ઠાપૂર્વક કરો.

બધાને પ્રભુ જીવનમાં સુખ શાંતિ આપે કારણ કે જીવન સુખ શાંતિ હોતી જ નથી, આપણે પોતે લાવવી પડે છે. આપ સૌના જીવનમાં ખુશી સુખ શાંતિ આરોગ્ય અને સમૃદ્ધિ લાવે તેવી આપ સૌને મંગલ કામનાઓ. અસ્તુ. અહીં મારી કલમને વિરામ આપું છું.

**ૐ નમો નારાયણ..**

**મોબાઈલનું**
**વળગણ...**



# તમે મોબાઈલ મૂકો, બાળકો પણ મૂકી દેશે..!

**બાળકો જયારે વધુ પડતો મોબાઈલનો ઉપયોગ કરે છે ત્યારે તેમના વર્તનમાં ફેરફારો નોંધાય છે તે બાબત બધા જાણે છે, પરંતુ પેરેન્ટ્સ મોબાઈલનો ઉપયોગ વધારે કરતા હોય ત્યારે બાળકો ઉપર શું ગંભીર અસરો થઇ શકે છે તે આપણે જાણતા નથી કે ક્યારેક જોઇ શકતા નથી. બાળકો તેમના ગ્રોઇંગ ફેસમાં ખુબ જ એક્ટિવ હોય છે. નવી નવી વસ્તુ જાણવા માટે સતત પ્રશ્નો પૂછતાં રહે છે. જો આ પ્રશ્નોના યોગ્ય સમયે જવાબ આપવામાં આવે તો તેમનું કુતૂહલ સંતોષાય છે.**

જયારે બાળક પેરેન્ટ્સ સાથે હોય ત્યારે એક ચોક્કસ અટેન્શન માંગે છે. આપણે પુખ્તવયના હોવા છતાં જયારે કોઈ મિત્ર કે પાર્ટનર સાથે વાત કરતા હોય અને



તે તમારા ઉપર ધ્યાન ન આપે તો અકળાઇ જઇએ છે. કોઇ વ્યક્તિ મોબાઇલ લઇને બેસે અને સામેવાળી વ્યક્તિ સાથે યોગ્ય રીતે વાત ન કરે તો ગુસ્સો આવે છે.

મોબાઈલ આજના યુગનું સૌથી મોટું વ્યસન અને ન્યુસન્સ છે. બાળકોને જયારે મોબાઈલના લીધે ધ્યાન ના મળે ત્યારે તે લેફ્ટ આઉટ ફીલ કરે છે. જેના લીધે બાળકોમાં આત્મવિશ્વાસ અને સ્વાભિમાન ઘટે છે. અકળામણના લીધે ચીડિયાપણું વધતું જાય છે. ક્યારેક બાળકો મોબાઇલ હાથમાંથી લઇને ફેંકી દે અથવા છુપાવી લે તેવી ઘટના પણ બને છે. કેટલાક બાળકોને લાગે છે કે મોબાઈલના લીધે તેમનો પેરેન્ટ્સ જોડેનો ક્વાલિટી ટાઈમ છીનવાઇ ગયો જે બાળકના મનમાં ઊંડી અસર પાડે છે.

ઘણાં બાળકો એવું માને છે કે પેરેન્ટ્સ તેમને ચાહતા નથી એટલે મોબાઈલ વાપરે છે તો કેટલાક બાળકો પોતે મોબાઇલ લઇને બેસી જાય છે. આ બધાં કારણો બાળકના ગ્રોથ ઉપર અસર કરે છે જેના લીધે બાળક અકળાયેલું રહે છે કે નિરાશ થઇ જાય છે. બાળકો હંમેશાં વયસ્ક લોકો પાસેથી શીખે છે. જયારે બાળક તમારા સાથે હોય ત્યારે મોબાઈલ મૂકીને તેની સાથે ટાઈમ પસાર કરવો ખૂબ જ જરૂરી છે.

મોબાઈલ સિવાયની દુનિયા એટલે કે રિયલ વર્લ્ડમાં રહેવાની ટેવ પેરેન્ટ્સ પાડશે તો જ બાળકમાં ઉતરશે. ખાલી બાળકોનો સ્ક્રીનટાઇમ ઓછો કરવાથી બધાં સોલ્યુશન મળી જતાં નથી. બાળકો ત્યારે જ મોબાઈલનો ઉપયોગ વધારે કરે છે જયારે તેમને રિયલ વર્લ્ડમાં કંટાળો આવે છે.

બાળકો ઊર્જાનો અદ્ભુત સ્રોત ધરાવે છે. આ ઊર્જા જો વપરાય નહીં તો તે નકારાત્મકતામાં ફેરવાય છે. આજકાલ દરેક વ્યક્તિ આખો દિવસ કામ કરીને થાકે ત્યારે વિચારે છે કે થોડો સમય મોબાઈલ સાથે પસાર કરવાથી 'મી ટાઈમ' મળી જાય પણ આ ટાઈમ તમારા ફેમિલી કે બાળકોને આપવાના સમયમાંથી ઓછો થતો હોય તો આમ કરવું જોખમી સાબિત થઇ શકે છે.

સ્માર્ટફોનના જમાનામાં બાળકો પણ સ્માર્ટ છે તે બાબત સ્વીકારીને તેમની સાથે ગુણવત્તાસભર સમય પસાર કરવો ખૂબ જ જરૂરી છે!

## આકર્ષણ





વિનોદભાઈ માછી નિરંકારી
નવીવાડી, જી. પંચમહાલ

# ભગવાન માં આકર્ષણ થવું એ પ્રેમ અને સંસાર માં આકર્ષણ થવું એ આસક્તિ...

**ભગવાનમાં આકર્ષણ થવું એ પ્રેમ અને સંસારમાં આકર્ષણ થવું એ આસક્તિ કહેવાય છે. વસ્તુમાં ઉત્તમતા અને પ્રિતિ દેખાવવી એ આસક્તિ છે. મમતા સ્પૃહા વાસના આશા વગેરે દોષો આસક્તિ કહેવાય છે. આ દોષો આસક્તિના કારણે જ થાય છે. જેટલી ઊંડી આસક્તિ એટલું મોટું દુઃખ થતું હોય છે. આસક્તિ અને અભિમાન-એ બંને જીવને બંધન કરનાર છે, જ્ઞાની આ બંનેને ત્યજે છે.**

એક વૃધ્ધ સંન્યાસી પોતાની કુટિયામાં રહીને સાધન-ભજન કરતા હતા. તે નગરના રાજા ક્યારેક તેમની પાસે આવીને જ્ઞાનની વાતો સાંભળતા હતા. સંતની સેવાનું મહત્વ જાણીને રાજાએ મહાત્માને આગ્રહ કર્યો કે મહારાજા! હું તમારા માટે કેટલીક સારી વ્યવસ્થા કરવા ઇચ્છું છું. સંન્યાસીએ કહ્યું કે મારે કોઇ વસ્તુની આવશ્યકતા નથી. હું મારી પોતાની પરિસ્થિતિ અનુસાર જે વ્યવસ્થામાં જીવી રહ્યો છું તેનાથી પ્રસન્ન છું. રાજાએ ઘણો જ આગ્રહ કર્યો તો મહાત્માજીએ સ્વીકૃતિ આપી જેથી રાજાએ પોતાના રાજભવનની નજીક જ મહાત્માના માટે સુંદર ભવન બનાવડાવ્યું તથા તમામ

સુખ-સુવિધા માટે તમામ પ્રકારની સામગ્રીની વ્યવસ્થા કરી. ભવનની સામે જ સુંદર બગીચો બનાવડાવ્યો. મહાત્માને સવારીના માટે હાથી-ઘોડા અને તેમની સેવા કરવા માટે અનેક સેવાદારોની વ્યવસ્થા કરી. હવે મહાત્મા રાજા દ્વારા બનાવવામાં આવેલ ભવનમાં રહેવા લાગ્યા. હવે તેઓ કપડાં પણ કિંમતી અને સુંદર પહેરવા લાગ્યા.

કેટલાક દિવસ બાદ એક દિવસ રાજા અને મહાત્મા સાથે સાથે ફરવા માટે જાય છે. રસ્તામાં રાજાએ મહાત્માને પુછ્યું કે મહારાજ! હવે મારા અને આપણામાં શું અંતર છે? ત્યારે મહાત્મા કહે છે કે હજું થોડા આગળ ચાલો પછી તમારા પ્રશ્નનો જવાબ આપીશ. બંન્ને ચાલતાં-ચાલતાં ઘણા દૂર નીકળી ગયા. રાજા થાકી ગયા હતા. રાજ્યના કેટલાક અગત્યના રાજકીય કામો પણ તેમને યાદ આવે છે એટલે રાજાએ મહાત્માને નિવેદન કર્યું કે આપણે રાજ્યથી ઘણા દૂર આવી ગયા છીએ એટલે હવે આપણે પાછા વળવું જોઇએ.



મહાત્માએ કહ્યું કે હજું થોડા આગળ ચાલો. થોડીવાર ચાલ્યા તો સામે ગાઢ જંગલ આવી ગયું તેથી રાજા ગભરાઇને કહે છે કે મહારાજ! હવે આનાથી આગળ જવું યોગ્ય નથી. હવે સાંજ પડવા આવી છે તેથી આપણે હવે પરત ભવન ઉપર જવું જોઇએ ત્યારે મહાત્માએ જવાબ આપ્યો કે હવે પાછા જઇને શું કરવાનું છે? હવે તો મારી ભવન ઉપર પાછા આવવાની ઇચ્છા નથી. અમોએ રાજસુખ તો ઘણું ભોગવ્યું. હવે ચાલો જંગલમાં રહીને ઇશ્વરનું ભજન કરીશું. ત્યારે રાજાએ હાથ જોડીને કહ્યું કે મહારાજ! મારે સ્ત્રી છે, બાળકો છે, રાજ્યની વ્યવસ્થા સંભાળનાર બીજો કોઇ નથી. એટલે જંગલમાં રહેવાનું સાહસ મારામાં નથી. એટલે હવે હું અહીથી આગળ આવી શકું તેમ નથી.

મહાત્માએ હસીને કહ્યું કે રાજન! મારામાં અને તમારામાં આ અંતર છે. બાહ્ય રહન-સહનથી શું થાય છે? હ્રદયનો ભાવ જ મુખ્ય હોય છે. જેનું મન ભોગોમાં આસક્ત છે તે વનમાં રહીને પણ સંસારી છે અને જેનું મન અનાસક્ત છે તે મહેલમાં રહીને પણ વિરક્ત છે, સંન્યાસી છે. તમે મહેલમાં જાઓ અને હું પોતાના લક્ષ્યની તરફ જઇ રહ્યો છું. આમ કહીને મહાત્માજી ઘનઘોર જંગલમાં ચાલ્યા ગયા. તુલસીદાસજીએ કહ્યું છે કે જે વ્યક્તિને આનંદદાયક બ્રહ્મ-પિયૂષ મળી ગયું છે તે મૃગતૃષ્ણાનું જળ પી ને દોડી શકતો નથી.

હે માનવ! પરમાત્માનું જ્ઞાન અને



ભક્તિ પ્રાપ્ત કરવા માટે પોતાનું ઘર છોડવાની. દર દર ફરી ભિક્ષા માંગવાની. ગૃહસ્થનો પરીત્યાગ કરવાની અને ભગવા વસ્ત્ર ધારણ કરવાની આવશ્યકતા નથી. ગૃહસ્થનો ત્યાગ કરી બનાવટી સાધુનો વેશ ક્યારેય ધારણ કરવો નહી. તમામના નિર્માતા જ્યોત્તિ સ્વરૂપ પરમેશ્વરની સૃષ્ટ્રિમાં તમામ મનુષ્યએ પોતપોતાના કર્તવ્ય કર્મ, ત્યાગભાવથી કરેલા કર્મોથી માનવ લિપ્ત બનતો નથી. ભગવાનની ભક્તિમાં ગૃહસ્થાશ્રમ નહી, પરંતુ આસક્તિ જ બાધક છે એટલે ક્યાંય કોઇની પણ સાથે વિશેષ સ્નેહ અથવા આસક્તિ કરવી જોઇએ નહી.

જેવી રીતે મુખથી સાબુ સાબુ ઉચ્ચારવાથી કપડાં ધોવાઇ જતાં નથી, તેવી જ રીતે ફક્ત રામ-રામનો જાપ કરવાથી મુક્તિ મળતી નથી, જેમ પ્રકાશ થતાં જ અંધકાર આપોઆપ દૂર થાય છે તેવી જ રીતે જ્ઞાન થતાં જ પાપ, વગેરે કર્મો સ્વંયમ્ સમાપ્ત થાય છે. રોટલીનું નામ ઉચ્ચારણ કરવાથી ભુખ મટતી નથી, તેવી જ રીતે હરિ પરમાત્માની ફક્ત વાતો કરવાથી માયાની આસક્તિ દૂર થતી નથી. સંત તન મન ધનને પ્રભુની અમાનત સમજીને આસક્તિરહિત ત્યાગભાવનાથી પોતાનું જીવન વ્યતિત કરે છે.

બુધ્દ્ધિમાન પુરૂષે કુસંગ ત્યજીને સત્પુરૂષોનો સંગ કરવો જોઇએ. તેઓ પોતાના સદઉપદેશથી મનની આસક્તિ દૂર કરી દે છે. મન અતિ ચંચળ છે અને વિષયોની તરફ દોડતું રહે છે, તેના ઉપર સતત નજર રાખીને જયારે જયારે તે સાંસારીક પ્રપંચની તરફ જાય ત્યારે તેને ત્યાંથી હટાવીને પ્રભુ પરમાત્માના ચિંતનમાં લગાડવું જોઇએ. વિષયોનું ચિંતન કરવાથી વિષયોમાં આસક્તિ થઇ જાય છે,આસક્તિના કારણે જીવ પ્રભુ પરમાત્માથી વિમુખ બની જાય છે. જેના મનમાં આસક્તિ છે તેની કયારેય મુક્તિ થતી નથી.

પરમાત્માના શુધ્દ્ધ અંશ ચેતનમાં કે જડપ્રકૃતિમાં આસક્તિ નથી હોતી પણ જડ અને ચેતનના સબંધરૂપી "હું" પણાની માન્યતામાં છે તે જ આસક્તિ મન બુધ્દ્ધિ ઇન્દ્રિયો અને વિષયો (પદાર્થો)માં પ્રતિત થાય છે. આસક્તિનું કારણ અવિવેક છે.પોતાના અંશી પ્રભુથી વિમુખ થઇને ભૂલથી સંસારને પોતાનો માની લેવાથી સંસારમાં રાગ થઇ જાય છે અને રાગ થવાથી સંસારમાં આસક્તિ થઇ જાય છે. સંસાર સાથે માનેલું પોતાપણું સર્વથા દૂર થઇ જવાથી બુધ્દ્ધિ સમ થઇ જાય છે. બુધ્દ્ધિ સમ

થતાં પોતે આસક્તિ રહીત થઇ જાય છે.

જે મનુષ્ય મનથી ઇન્દ્રિયો ઉપર નિયંત્રણ રાખીને આસક્તિ રહીત થઇને નિષ્કામ ભાવથી તમામ ઇન્દ્રિયો દ્વારા કર્મયોગનું આચરણ કરે છે તે જ શ્રેષ્ઠ છે.

વૈરાગ્યનો અર્થ છેઃ સાંસારીક વિષયોના પ્રત્યે દોષદૃષ્ટ્રિ અપનાવીને તેમના પ્રત્યે અનાસક્તિ અને ઉદાસીનતાનો ભાવ પેદા કરવો.વિષયોમાં દોષદર્શન અને વિષયાસક્તિના કુ-પરીણામના ચિંતનથી વિષયોન્મુખ મન વિષયોના પ્રત્યે વિરક્ત થઇ જાય છે. વૈરાગ્ય-સત અને અસતને અલગ અલગ જાણીને અસતનો ત્યાગ કરવો એટલે કે સંસારથી વિમુખ થવું એ વેરાગ્ય છે. વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી જે સુખની અનુભૂતિ થાય છે તે ક્ષણિક અને પરીણામમાં વિષ બરાબર છે આ સત્યને હૃદયમાં ઉતારી લેવાથી મનમાં વિષયોના પ્રત્યે વૈરાગ્યનો ભાવ આવી જાય છે. વૈરાગ્ય તેને જ કહેવો જોઇએ કે જેને સૌ સિધ્ધિઓને તથા ત્રણ ગુણોને તણખલાની જેમ ગણીને તેનો ત્યાગ કરી દીધો છે, આવો પુરૂષ જ પરમ વૈરાગ્યવાન સમજવો.

“ભોગમાં રોગ થવાનો ભય, કુલાભિમાનથી પતનનો ભય, ધનથી રાજાનો ભય, મૌનમાં દીનતાનો ભય, બળવાન હોવામાં શત્રુનો ભય, સુંદરતામાં વૃધ્ધાવસ્થાનો ભય, શાસ્ત્રજ્ઞ હોવામાં વાદ-વિવાદ (વિરોધ)નો ભય, ગુણવાન હોવામાં દુષ્ટોનો ભય અને શરીરમાં મૃત્યુનો ભય બનેલો રહે છે. ફક્ત વૈરાગ્યમાં જ અભય (ભયમુક્ત)નો ભાવ છે.’’ (વૈરાગ્ય શતકઃ૩૫)

જીવન વિકાસ સાધવાનો પ્રયત્ન કરનારે પોતાના કાર્યમાં એકાગ્ર રહેવું જોઇએ. આસન અને પ્રાણાયામ વડે પ્રાણને જીતીને અભ્યાસ અને વૈરાગ્યના દ્વારા પોતાના મનને વશમાં કરી લેવું અને પછી પોતાના લક્ષ્ય સ્વ-સ્વરૂપમાં લગાવવું. જયારે પરમાનંદ સ્વરૂપ પરમાત્મામાં મન સ્થિર થઇ જાય છે તો ત્યાર પછી ધીરે ધીરે વાસનાઓની ધૂળ ધોવાઇ જાય છે. જેમ ઇંધન વિના અગ્નિ શાંત પડી જાય છે તેમ સત્વગુણની વૃધ્ધિ થવાથી રજોગુણ અને તમોગુણી વૃત્તિઓનો ત્યાગ થવાથી મન શાંત બની જાય છે.

વૈરાગ્ય થવાના કેટલાક ઉપાયો છેઃ સંસાર પ્રતિક્ષણે બદલાય છે અને સ્વરુપ કયારેય અને કોઇપણ ક્ષણે બદલાતું નથી. આથી સંસાર આપણી સાથે નથી અને આપણે સંસારની સાથે નથી, આવો વિચાર કરવાથી સંસારથી વૈરાગ્ય થાય છે. પોતાના કહેવાવાળા જેટલા આપણા કુટુંબીઓ અને સબંધિઓ છે તેઓ આપણી પાસે અનુકૂળતાની ઇચ્છા રાખતા હોય તો આપણી શક્તિ, સાર્મથ્ય, યોગ્યતા અને સમજ અનુસાર તેમની ન્યાયયુક્ત ઇચ્છા પુરી કરી દેવી અને પરીશ્રમ કરીને તેમની સેવા કરવી, પરંતુ તેમની પાસેથી પોતાની અનુકૂળતાની તથા કંઇ લેવાની ઇચ્છાનો ત્યાગ કરી દેવો, એથી સ્વાભાવિક જ વૈરાગ્ય થઇ જાય છે  અને રાગ દૂર થાય છે. જેટલા પણ દોષ, પાપ અને દુઃખ સંસારના રાગથી પેદા થાય છે, એવો વિચાર કરવા થી વૈરાગ્ય થઇ જાય છે.

**દશનામ**
**ક્વિઝ-૯**



# દશનામીઓ માટે જરૂરી દશ જાણકારી...

* શ્રી નાગેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) મધ્યપ્રદેશમાં
(બી) રાજસ્થાનમાં (સી) ગુજરાતમાં

* શ્રી વિશ્વેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) પુરીમાં (બી) કાશીમાં
(સી) કેદારનાથ

* શ્રી ત્ર્યંબકેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) મધ્ય પ્રદેશમાં
(બી) મહારાષ્ટ્રમાં (સી) ગુજરાત

* શ્રી કેદારનાથ જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) રાજસ્થાનમાં (બી) ઉત્તર પ્રદેશમાં (સી) મહારાષ્ટ્રમાં

* દશનામ ગોસ્વામીના અખાડા કેટલા?
(એ) ૮ (બી) ૭ (સી) ૫૨

* શ્રી ઘુશ્મેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) મહારાષ્ટ્રમાં (બી) ઉત્તરાંચલ
(સી) કર્ણાટક

* ગુજરાતમાં આવેલ જયોતિર્લિંગ છે...
(એ) ઓમકારેશ્વર મહાદેવ
(બી) ત્ર્યંબકેશ્વર મહાદેવ
(સી) સોમનાથ મહાદેવ

* ગુજરાતમાં આવેલ જયોતિર્લિંગ છે...
(એ) શ્રી સિદ્ધનાથ મહાદેવ
(બી) શ્રી નાગેશ્વર મહાદેવ
(સી) શ્રી ઘુશ્મેશ્વર મહાદેવ

* શ્રી કેદારનાથ જયોતિર્લિંગ કયા પર્વતમાં આવેલ છે ?
(એ) શૈલ પર્વત પર (બી) માંધાતા પર્વત પર (સી) હિમાલયમાં

* દશનામ ગોસ્વામીની ધુણી કેટલી?
(એ) ૨ (બી) ૪ (સી) ૮

**સ્વાસ્થ્ય**
જાળવણી



# ઉનાળાનું અમૃત શેરડીના રસનું સેવન કોના માટે હાનિકારક છે?



ડૉ. નંદિની એસ. ગોસાઈ
જામનગર

ઉનાળામાં શેરડીનો રસ સૌથી વધુ પસંદ કરવામાં આવતું પીણું છે, પરંતુ તમે જાણો છો કે તે કેટલાક લોકો માટે હાનિકારક પણ હોઈ શકે છે. જો તમે આ ૭ લોકોની યાદીમાં આવો છો, તો તમારે શેરડીનો રસ પીવાનું ટાળવું જોઈએ. ચાલો જાણીએ કે કોણે તે ન પીવું જોઈએ અને શા માટે.

**૧) ડાયાબિટીસના દર્દીઓ :**

શેરડીના રસમાં કુદરતી ખાંડનું પ્રમાણ વધુ હોય છે, જેથી ડાયાબિટીસના દર્દીઓએ તેનું સેવન મર્યાદિત માત્રામાં કરવું જોઈએ અથવા તેને સંપૂર્ણ પણે બંધ કરવું જોઈએ.

**૨) સ્થૂળતાથી પીડાતા લોકો :**

શેરડીના રસમાં કેલરી અને ખાંડ ભરપૂર હોય છે, જે વજન વધારવાનું કારણ બની શકે છે, જો તમે વજન ઘટાડવાનો પ્રયાસ કરી રહ્યો છો, તો તેનું સેવન ઓછું કરવું જોઈએ.

**3) લો બ્લડ પ્રેશર ધરાવતા લોકો :**

શેરડીનો રસ બ્લડ પ્રેશર ઘટાડવામાં મદદ કરે છે. પરંતુ, જો તમારું બ્લડપ્રેશર પહેલાથી જ ઓછું હોય, તો તેનું સેવન કરવાથી ચકકર અને નબળાઈ આવી શકે છે.

**૪) કિડનીના દર્દીઓ :**

શેરડીના રસમાં પોટેશિયમની માત્રા વધુ હોય છે, જે ક્રોનિક કિડની રોગથી પીડાતા લોકો માટે હાનિકારક હોઈ શકે છે.

**૫) પેટની સમસ્યાઓથી પીડાતા લોકો :**

જો તમને એસિડિટી, ગેસ, અપચો કે ઝાડાની સમસ્યા હોય તો શેરડીનો રસ પીવાનું ટાળો. તે પાચનતંત્રને અસર કરી શકે છે.

**૬) ગર્ભવતી સ્ત્રીઓ :**

ગર્ભાવસ્થા દરમિયાન ડાયાબિટીસ થવાની શકયતા રહે છે. આથી શેરડીનો રસ પીવાનું ટાળવું જોઈએ.

**૭) લીવર રોગ ધરાવતા લોકો :**

હિપેટાઈટિસ કે ફેટી લીવરની સમસ્યા હોય, તો શેરડીનો રસ પીવાનું ટાળવું જોઈએ.

**બોધ**
કથા



# સૌથી મોટો મૂર્ખ કોણ છે?



મંથનપુરી એલ. ગોસ્વામી
સુરત


માટી ખોદતી વખતે એક કુંભારને અચાનક એક હીરો મળ્યો, તેણે તેને તેના ગધેડાના ગળામાં બાંધી દીધો...

એક દિવસ એક વેપારીની નજર ગધેડાના ગળામાં બાંધેલા હીરા પર પડી અને તેણે કુંભારને તેની કિંમત વિશે પૂછ્યું.

કુંભાર બોલ્યો - દોઢ પાઉન્ડ ગોળ

વેપારીએ કુંભારને દોઢ પાઉન્ડ ગોળ આપીને હીરા ખરીદ્યો.

વેપારીને પણ લાગતું હતું કે હીરા એક ચળકતો પથ્થર છે, પરંતુ તેના ત્રાજવાની સુંદરતા વધારવા માટે તેણે તેને એક લાકડી સાથે બાંધી દીધો...

એક દિવસ એક ઝવેરીની નજર વેપારીના સ્કેલ પર પડી અને તેણે વેપારીને તેની કિંમત વિશે પૂછ્યું.

વેપારીએ કહ્યું- પાંચ રૂપિયા

ઝવેરી કંજુસ અને લોભી હતો, હીરાની કિંમત માત્ર પાંચ રૂપિયા છે તે સાંભળીને તે સમજી ગયો કે ઝવેરી આ કિંમતી હીરાને સામાન્ય પથ્થરનો ટુકડો માની રહ્યો હતો...

તે તેણીને સંભળાવવા લાગ્યો - ચાર રૂપિયા લો, પાંચ નહીં

વેપારીએ ના પાડી કારણ કે તેણે ચાર

રૂપિયા અને એક ક્વાર્ટરમાં ગોળ ખરીદ્યો હતો.

ઝવેરીએ વિચાર્યું કે આમાં ઉતાવળ શું છે? હું કાલે ફરી આવીશ અને જો તમે રાજી ન થાવ તો હું પાંચ રૂપિયા આપીને ખરીદી લઈશ.

યોગાનુયોગ, બે કલાક પછી, તે જ જ્વેલર્સની દુકાનમાં અન્ય એક જ્વેલર કેટલીક મહત્વપૂર્ણ વસ્તુઓ ખરીદવા આવ્યો.

હીરાને સ્કેલ પર બાંધેલા જોઈને તે ચોંકી ગયો, વસ્તુ ખરીદવાને બદલે તેણે તે ચળકતા પથ્થરની કિંમત પૂછી.

વેપારીના મોંમાંથી પાંચ રૂપિયાની વાત સાંભળતા જ તેણે તરત જ ખિસ્સામાંથી પાંચ રૂપિયા કાઢીને હીરા આપી દીધા અને ખુશીથી ચાલ્યો ગયો.

બીજે દિવસે એ જ વૃદ્ધ ઝવેરી પાસે આવ્યો અને તેને પાંચ રૂપિયા આપ્યા અને કહ્યું - ભાઈ, મને તે પથ્થર આપો.

દુકાનદારે કહ્યું- ગઈકાલે જ બીજા માણસે પાંચ રૂપિયામાં લઈ લીધો.

આ સાંભળીને ઝવેરીને છેતરાયાનો અહેસાસ થવા લાગ્યો.

તેનું દુ:ખ ઓછું કરવા તેણે વેપારીને કહ્યું, "અરે મૂર્ખ...! એ કોઈ સામાન્ય પથ્થર નહોતો, એક લાખ રૂપિયાનો હીરો હતો"

વેપારીએ કહ્યું - "તું મારા કરતાં મોટો મૂર્ખ છે. મારી દૃષ્ટિએ તે સામાન્ય પથ્થરનો ટુકડો હતો, જેની કિંમત મેં ચાર રૂપિયાની કિંમતનો દોઢ પાઉન્ડ ગોળ આપીને ચૂકવી દીધી હતી, પણ તમે જાણતા હોવા છતાં, એક લાખની કિંમતનો પથ્થર પાંચ રૂપિયામાં વેચાયો હતો." ખરીદી પણ ન શક્યો.

મિત્રો, આપણી સાથે પણ ઘણીવાર આવું થાય છે, આપણને હીરાના રૂપમાં સાચા શુભચિંતકો મળે છે, પરંતુ અજ્ઞાનતાને કારણે આપણે તેમને ઓળખી શકતા નથી અને તેમની અવગણના કરી શકીએ છીએ, જેમ કે કુંભાર અને વેપારીએ આ વાર્તામાં કર્યું છે.

**ક્યારેક આપણે ઓળખી જઈએ તો પણ આપણા અહંકારને લીધે તરત જ સ્વીકારી શકતા નથી અને તેનું પરિણામ પ્રથમ ઝવેરીના જેવું જ આવે છે અને પસ્તાવા સિવાય આપણે કશું મેળવી શકતા નથી....**

# હાસ્ય
કણિકાઓ

દર્શનપુરી ડી. ગોસ્વામી
સુરત



- અપરાધી: જજ સાહેબ, હું પીધેલ નહોતો, પણ પીતો હતો.
  જજ: તો એવુ કરીએ તારી સજા એક મહિનાથી ઘટાડી 30 દિવસ કરી આપીએ.

• • •

- એક વખત એક શાયર કંગાળ થઈને કંટાળીને બેંક લુટવા ગયો અને બોલ્યો, અર્ઝ હૈ...
  તકદીર મેં જો હૈ વહી મિલેગા,
  હેન્ડ્સ અપ.... કોઈ અપની જગહ સે નહીં હિલેગા...
  કેશિયરને કહે,
  અપને કુછ ખ્વાબ અપની આંખો સે નિકાલ દો,
  જો કુછ લોકર મેં હૈ વો ઇસ બેગ મેં ડાલ દો.
  બહોત કોશિશ કરતા હું, ઉસકી યાદ ભુલાને કી,
  કોઈ કોશિશ નહીં કરેગા, પુલીસ કો બુલાને કી.
  અને જતાં જતાં...
  ભુલા દે મુજે, ક્યા જાતાં હૈ તેરા...
  ગોલી માર દુંગા અગર પીછા કિયા મેરા.

• • •

- ટીચર : કોઈ એક વાક્ય કહો જેમાં હિન્દી, ઉર્દુ, પંજાબી, અને અંગ્રેજીનો પ્રયોગ થતો હોય...
  સંજુ : ઈશ્ક દી ગલી વિચ NO Entry..!

• • •

- ડોકટર : તમને દવા 10 વાગ્યે લેવાનું કહ્યું, તો 05 વાગ્યે કેમ લો છો..???
  દર્દી : કેમ કે દુશ્મન પર ત્યારે જ વાર કરવો જોઈએ, જ્યારે તે લડવા માટે તૈયાર ન હોય...
  (ડોકટર બેભાન)

• • •

- સાંતા: ઘરનો બધો કિંમતી સામાન સંતાડી દે, મારા મિત્રો આવી રહ્યાં છે
  પત્ની: કેમ, તમારા મિત્રો ચોરી કરી લેશે?
  સાંતા: ના, ઓળખી જશે....

• • •

- નાનો બાળક: "આન્ટી, મમ્મીએ ખાંડ મંગાવી છે..."
  આન્ટી: "આ લે..બીજુ કાંઇ કહ્યું તારી મમ્મીએ ? "
  બાળક: "હા. કે જો તે ચુડેલ ન આપે તો બબલી આન્ટી પાસેથી લઇ આવજે.."

• • •

- ડૉકટર: શુ લખી રહ્યો છે?
  પાગલ: ચિઠ્ઠી
  ડૉકટર: કોને?
  પાગલ: પોતાને
  ડૉકટર: અચ્છા,જણાવ આમા શુ લખ્યુ છે?
  ડૉકટર: અરે આ ચિઠ્ઠી હજુ મને મળી ક્યા છે. જ્યારે મળશે ત્યારે પાકુ તમને જણાવીશ.

• • •

**હેલ્થ**
ટીપ્સ





ડૉ. સાગરગીરી આર. ગોસાઈ
જામનગર

# મોઢામાં વારંવાર ચાંદા પડવાનું કારણ જાણો...

ભાગ્યે જ કોઇ એવી વ્યક્તિ હશે જેને મોઢામાં ચાંદા ન હોય. ફક્ત તે જ વ્યક્તિ જેને મોઢામાં ચાંદા પડ્યા હોય તેને જ તેનો દુખાવો ખબર હોય છે.

જ્યારે મોઢામાં ચાંદા હોય છે, ત્યારે તીવ્ર બળતરા અને દુખાવો થાય છે, કંઈપણ ખાવા- પીવામાં મુશ્કેલી પડે છે. કેટલાક લોકોને તો ખોરાકની નળીમાં પણ અલ્સર થઈ જાય છે.

મોઢામાં ચાંદા પડવા એ એક સામાન્ય સમસ્યા છે, જે થોડા સમય પછી આપમેળે ઠીક થઈ જાય છે. કેટલાક લોકોને આ ફોલ્લા વારંવાર થાય છે અને તેઓ તેમને પરેશાન કરે છે. આવા લોકોએ પોતાની સંપૂર્ણ તબીબી તપાસ કરાવવી જોઇએ, જેથી કારણો શોધી શકાય અને યોગ્ય સારવાર આપી શકાય.

મોઢામાં ચાંદા પડવાના એક નહીં પણ અનેક કારણો છે. એ જરૂરી નથી કે જે કારણથી એક વ્યક્તિને ફોલ્લા થાય છે, તે જ કારણ બીજી વ્યક્તિને પણ હશે. ક્યારેક પેટની ગરમીને કારણે પણ અલ્સર થાય છે.

વધુ પડતા મસાલાઓનું સેવન પણ આ માટે જવાબદાર છે, કારણ કે જો પેટનું કાર્ય યોગ્ય રીતે ન થાય, તો તેની પ્રતિક્રિયા મોઢામાં ચાંદાના સ્વરૂપમાં દેખાય છે.

**અલ્સરના કારણો :**

આયુર્વેદ અનુસાર, મોઢામાં ચાંદા પેટની સમસ્યાઓ અને પેટમાં ગરમીને કારણે થાય છે. આનું મૂળ કારણ અપચો છે.

ક્યારેક કંઈક ખાતી વખતે જીભ કે ગાલનો ભાગ દાંત વચ્ચે ફસાઈ જાય છે, જેના કારણે અલ્સર થાય છે. આવા ફોલ્લા મોંની લાળથી આપમેળે મટી જાય છે.

એલોપેથિક દવાઓની આડઅસર, ખાસ કરીને એન્ટિબાયોટિક્સના લાંબા ગાળાના ઉપયોગને કારણે પણ મોઢામાં ચાંદા પડી શકે છે. વધુ પડતી માત્રામાં એન્ટિબાયોટિક્સનો ઉપયોગ આપણા આંતરડામાં ફાયદાકારક સૂક્ષ્મજંતુઓની સંખ્યા ઘટાડે છે. પરિણામે, મોઢામાં ચાંદા વિકસે છે.

દાંતની ખોટી રચનાને કારણે મોઢામાં ચાંદા પડવા એ સામાન્ય વાત છે. જો દાંત વાંકાચૂકા, અણીદાર કે અડધા તૂટેલા હોય અને તેના કારણે તે જીભ કે મોંમાં તેમની સામે સતત ઘસવામાં આવે, તો ત્યાં ચાંદા વિકસે છે. જો કોઈ તીક્ષ્ણ દાંત લાંબા સમય સુધી જીભ કે ગાલને ઘસતો રહે, તો ભવિષ્યમાં તે કેન્સરમાં ફેરવાઈ જવાની શક્યતા છે.

## ચિત્ર
સંદેશ

# તમે જેવી વ્યક્તિ સાથે ઘેરાયેલા છો તેવા જ બનો છો.



# YOU **BECOME** WHO YOU SURROUND **YOURSELF** WITH.

ધન્યવાદ

# આભાર

ૐ નમો નારાયણ,

અત્યંત આનંદની લાગણી સાથે આ **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનનો **જુન-૨૦૨૫**નો **૩૫મો** અંક આપની સમક્ષ રજૂ કરીએ છીએ. આપના સહકાર બદલ આપ સર્વે જ્ઞાતિબંધુઓ, વાચક મિત્રો, લેખક બંધુઓ સર્વેનો દિલથી આભાર વ્યકત કરૂં છું...

મને આશા છે કે આ અંક પણ આપને જરૂર ગમશે અને ઉપયોગી થશે. અગર આપ એવું ઈચ્છતા હો કે આ અંક આપણા સમાજના દરેક પરિવાર, સભ્ય સુધી પહોંચે, તો આપ આપના સગા-સ્નેહીજનો-મિત્રોના ગ્રુપમાં પણ જરૂર શેર કરજો.

**'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનમાં સંકલિત કરેલી કેટલીક ઉપયોગી માહિતી સોશિયલ મિડીયાના માધ્યમથી આપણા સમાજની દરેક વ્યકિત, પરિવાર સુધી પહોંચે અને ઉપયોગી થાય એવો અમારો આ નમ્ર પ્રયાસ છે. આ ઈ-મેગેઝિનનો અંક દર અંગ્રેજી મહિનાના પ્રથમ સપ્તાહમાં પ્રસિદ્ધ થાય છે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનને હજુ પણ શ્રેષ્ઠતમ બનાવવા આપના સૂચનો આવકાર્ય છે.

આ અંક માટે આપનો અભિપ્રાય અમને **વોટ્સએપ, ટેલિગ્રામ** અથવા **ઈ-મેલ** પર જરૂર મોકલશો, આપનો અભિપ્રાય અમારો ઉત્સાહ વધારશે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના આગળના દરેક અંક આપ અમારી **ટેલિગ્રામ ચેનલ, વોટ્સએપ ગ્રુપ, ગુગલ ડ્રાઈવ** તેમજ **ઈન્ટરનેટ આરકાઈવ** પરથી દરેક અંક વિનામુલ્યે પ્રાપ્ત કરી શકો છો. જેની લિંક આ અંકમાં આપેલી છે.

**'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના અંકો સમાજના લાખો લોકો સુધી પહોંચે છે. દરેકના અભિપ્રાય, સૂચનો પણ મળે છે. આપનો ખૂબ ખૂબ ધન્યવાદ.**

આપના આશીર્વાદ અને સાથ સહકાર મળતા રહે એવી અપેક્ષા સહ...
**ૐ નમો નારાયણ...**

- લલિતપુરી આર. ગોસ્વામી




# દશનામ
## સરક્યુલર

### દ્વારા પ્રકાશિત થયેલા **વિશેષાંકો**ની ઝલક...

 દરેક અંક **ડાઉનલોડ** કરવા માટે **CLICK** 

# શત્ શત્ નમન

અમારામાં સંસ્કારો અને આવડતોનું સિંચન કરનાર
અમારાં માતા-પિતાને...

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।

**પૂ. પિતાશ્રી રામપુરી નારણપુરી ગોસ્વામી • પૂ. માતુશ્રી જમનાબેન રામપુરી ગોસ્વામી**



**પૂજ્ય શ્રી રામપુરી બાપુનો સમસ્ત પરિવાર**

રબારીકા - જામજોધપુર / સુરત.